# વીર ગીતો.




: સંગ્રાહકો :

ગુણવંતરામ ભટ્ટ

દોલત દેશાઈ

# નિવેદન.

બાલવીરો માટે ગીતોના પુસ્તકની આવશ્યકતા અમને ઘણો વખત થયાં જણાતી હતી. પરિણામે આ પુસ્તક તૈયાર કરી એ ખોટ પૂરી પાડીએ છીએ.

પુસ્તકમાં અપૂર્ણતા હશે—કોઈને ન રૂચે એવું યે હશે. આ એક એ દિશામાં માત્ર નમૂનો છે એમ ધારી એનો સત્કાર થશે તો 'શ્રમ વ્યર્થ ગયો' એટલો ખટકો નહિ રહે.

સંગીતના શોખીનો માટે કેટલાંક કાવ્યોની સારીગમ તૈયાર કરી કરાવી આપવામાં આવી છે.

પુસ્તકમાં છપાયલાં કાવ્યોના લેખકોનો અને પ્રકાશકોનો આભાર માનીએ છીએ.

સંગ્રાહકો.

# : પ્રાર્થના ગીતો :

ॐ सहनाववतु ।
सह नौ भुनक्तु । सहवीर्यं करवावहै ॥
तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै ॥
ॐ शान्तिः । शान्तिः । शान्तिः ॥

(સહુ સાથે અમ રક્ષણ થાઓ, સાથે ભોગવીએ,
સહકારે થઇ શક્તિમંત, સહયોગી થઇ રહીએ;
સૂર્ય સમા તેજસ્વી ગુરૂના, સહુ શિષ્યો થઈએ,
પ્રેમ પરસ્પર પોષી, સહ ઉન્નતિ સાધી લઇએ.)

૨

(રાગ કાફી–તાલ લાવણી)

પાય પડું અમી આપો રે,
જગતનાથા !
પાય પડું અમી આપો ! —(ધ્રુવ)
બાળક અજ્ઞ પડયાં અંધારે,
જ્યોતિથકી જગ વલખાં મારે :
આંજો અમી, એ તમ કાપો, કાપો, કાપો રે !
જગતનાથા !
પાય પડું અમી આપો !

ખબરદાર

૩

(ભૈરવી)

એકજ દે ચિનગારી,
મહાનલ! એક જ દે ચિનગારી.
ચકમક લોઢું ઘસતાં ઘસતાં;
ખરચી જીંદગી સારી:
જામગરીમાં તણખો ન પડયો,
ન ફળી મહેનત મારી,
મહાનલ! એક જ દે ચિનગારી.
ચાંદો સળગ્યો સૂરજ સળગ્યો,
સળગી આભ–અટારી,
ના સળગી એક સગડી મારી.
વાત વિપતની ભારી,
મહાનલ! એક જ દે ચિનગારી.
થંડીમાં મુજ કાયા થથરે,
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ! હું અધિક ન માગું–
માગું એક ચિનગારી,
મહાનલ! એક જ દે ચિનગારી.

હરિહરભાઈ.

૪

સૂતેલાને જગાડું હું, પડેલાને ઉઠાડું હું,
બતાવું માર્ગ ભૂલ્યાને, પ્રીતે દોરૂં હું અંધોને.
ગમે તે વર્ણના હોયે, ગમે તે ધર્મ છો પાળે,
ગમે તે જાતીના હોયે, સહુ સંતાન તારાં એ.
પિતા સંતાન તારાં છે, સહોદર સર્વ મારાં છે,
કરી સૌ પર અમી દૃષ્ટિ, પ્રભુ! કર શાન્તિની વૃષ્ટિ.

૫

( લાવણી )

મારો કર ધરની !

ડગમગ પગ મુજ ડોલે, હરિવર ! બળ અંતર ભરની !

મારો કર ધરની !—(ધ્રુવ)

પાછળ ઊંચી આડ કરાડો,
આગળ ઊંડો ખીણો ;
હરિવર ! મારો કર ધર, હું તો
જુગજુગનો બળહીણો :
મારો કર ધરની !

એકલડો થળથળ હું આથડું,
પળપળ અદલ દુભાની ;
પકડું તારી પાંખડી, હરિ ! ત્યાં
ગજગજ ફૂલે છાતી !
મારો કર ધરની !

ડગમગ પગ મુજ ડોલે, હરિવર !
બળ અંતર ભરની !

ખબરદાર.

૬

તું મહાકાવ્ય થઈ વિશ્વ વ્યાપી રહ્યો—
ત્યાં વળી કવિતડું શું કરૂં હું ?
અખિલ બ્રહ્માંડ રસરાજ રેલી રહ્યો—
રસ તણી વાડકી શું ધરૂં હું ?
સૃષ્ટિ શણગારી અદ્ભુત અલંકારથી—
વાગ્-અલંકાર સૌ વ્યર્થ ભાસે ;
મોહ નથી કાવ્યનો–માત્ર જીવી રહ્યો
તુજ મહાકાવ્યની એક આશે.

હરિહરભાઈ.

## ૭

(રાગ પીલુ–ઝીલ્લા–ત્રિતાલ–પંજાબી)

કથા એ પ્રભુ! કોણ કથી ગયો આમ! (ધ્રુવ)
અક્ષર ખૂટયા, શબ્દ વછૂટયા,
ખૂટ્યા વિચાર તમામ.— કથા એ૦
તંતનો અંત કો સંત ન પામ્યા,
પીર પેગંબર નામ— કથા એ૦
નવલખ તારા લખી લખી હાર્યા,
અકથ રહ્યા એ કલામ— કથા એ૦
પડપડ ખોલે ધરણી ભૂગોળે,
બોલે ન બોલ વિરામ— કથા એ૦
અંડ ને પિંડના ખંડ થયા ક્યાં,
ક્યાં ધૂળ ને સ્વરધામ?— કથા એ૦
એક અકથ્ય તું, એકજ સત્ય તું :
મૌન અદલ અભિરામ!— કથા એ૦

ખબરદાર.

## ૮

(રાગ દેશ–તાલ ચતુશ્રજાતિ એક તાલ–કહારવો)

હારી જા[illegible]રિ! ગુણ તુજ ગાતાં પાર ના રે,
પામું પાર ના રે :
હારી જાઉં રે. (ધ્રુવ)
ક્યાં ઊંચા તુજ સ્વર્ગમિનારા,
ક્યાં નીચા મુજ દેહકિનારા?
ક્યાં તુજ તારા, ને મુજ દીપ દિદારના રે?
પામું પાર ના રે.

ખંડ ખંડ ઉઘડે મુજ સાથે,
લાખ જીવો પણ લાખ કલાયે;
રટવા પામે રંગ ન તુજ દરબારના રે!
પામું પાર ના રે.

ખબરદાર.

૯

( રાગ માઢ )

મારા જ્ઞાન ગુમાનની ગાંસડી,
ઉતરાવો શિરેથી આજ.
મારાં પુસ્તક પોથાંની પોટલી,
ઉતરાવો શિરેથી આજ.
બોજો ખેંચી ખેંચી માથું ફાટે મારૂં,
કાયામાં કળતર થાય;
હાંફી હાંફી મારૂં હૈયું થાક્યું છે ને,
આંખે અંધારાં ઘેરાય રે.
મોર મુગટ માથે હાથે બંસી ને,
રાધાનો આતમરામ;
એવા રૂડા ગોપાળાને મળવા,
તલસે હવે મારા પ્રાણ.
વેદ ભૂલું વેદાંત ભૂલું ભલે,
દેખાય છે તારાં રાજ;
આવું છું ઓ વ્હાલા કુંજ દ્વારે તારે,
દીવો પેટાવાને કાજ રે.

મેઘાણી.

કરો રક્ષા વિપદ માંહીં, નથી એ પ્રાર્થના મારી;
વિપદથી ના ડરૂં કો દિ, પ્રભો ! એ પ્રાર્થના મારી.

મળે દુઃખ તાપથી શાંતિ, નથી એ પ્રાર્થના મારી;
સહુ દુઃખો શકું જીતી, પ્રભો ! એ પ્રાર્થના મારી.

સહાયે કો ચઢો આવી, નથી એ પ્રાર્થના મારી;
તૂટો ના આત્મબળ દોરી, પ્રભો ! એ પ્રાર્થના મારી.

મને છળ હાનિથી રક્ષો, નથી એ પ્રાર્થના મારી;
ડગું ના આત્મશ્રદ્ધાથી, પ્રભો ! એ પ્રાર્થના મારી.

પ્રભો ! લે પાર ઉતારી, નથી એ પ્રાર્થના મારી;
તરી જાવા ચહું શક્તિ, પ્રભો ! એ પ્રાર્થના મારી.

હરિ ! બોજો હરી લે તું, નથી એ પ્રાર્થના મારી;
ઉઠાવી હું શકું સહજે, પ્રભો ! એ પ્રાર્થના મારી.

સુખી દિને સ્મરૂં ભાવે, દુઃખી અંધાર રાત્રિએ;
ન શંકા તું વિષે આવે, પ્રભો ! એ પ્રાર્થના મારી.

કલ્યાણજી

## : કૂચ ગીતો :

૧

( આદર્શ )

વિશ્વાસપાત્ર સૌ બનશું,
ને થશું વફાદાર;
પરમાર્થી સાથે થઈને,
રાખીશું ભ્રાતૃભાવ.
વળી વિનયશીલતા સાથે,
માબાપુ આજ્ઞાધીન;
મીલતા ને ચિત્તપ્રસન્નતા,
ને પવિત્રતા નિશદિન.

સોમભાઈ પટેલ.

૨

બાલવીર હું છું બહાદુર,
હૈયે હિંમત છે ભરપૂર;
સૈનિક હું શૂરો સરદાર,
હુકમ સેવામાં તૈયાર.
દેશ તણો શૂરો સૈનિક,
નિડર ઉરમાં નહિ કૈં બીક;
ઘૂમું પહાડ, જંગલ, સીમ;
સાહસપુર: આજ્ઞાધિન.
દયા, સેવા, વફાદારી,
ક્ષમા, વીરધર્મ આચારી;
સાચો સ્વદેશનો સૈનિક;
અજય, અભય, આનંદી વીર.

દુર્લભજી જોષી.

આ હિન્દ હોય જો પ્યારો, વીર બાળ સૌ વિચારો,
કૈં કૈં કરો સુધારો: હિન્દના યુવાન.
હસતું વદન રાખ, વાણી સત્ય શુદ્ધ ભાખ,
કર હિતભર્યો વિચારો: હિન્દના યુવાન.
પ્રસંગ કેવો સારો: હિન્દના યુવાન.

(સારીગમ)

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | આ | ૦ |
| | | | | | | | | | | स | री |
| હિ | ૦ | ન્દ | હો | ય | જો | પ્યા | ૦ | ૦ | રો | ૦ | વીર |
| ग | ० | ग | ग | री | ग | म | ० | ० | ग | ० | गरी |
| બા | ૦ | ળ | સ | ઉ | વિ | ચા | ૦ | ૦ | રો | ૦ | કૈં |
| री | ० | री | री | स | री | ग | ० | री | स | ० | री |
| કૈં | ૦ | ક | રો | ૦ | સુ | ધા | ૦ | ૦ | રો | ૦ | ૦ |
| ग | ० | ग | ग | री | ग | म | ० | प | ध | ० | ० |
| હિં | ૦ | દ | ના | ૦ | યુ | વા | ૦ | ૦ | ૦ | ૦ | ન |
| प | ० | म | ग | ० | री | स | ० | ० | ० | ० | स |
| હસ | ૦ | તું | વ | દ | ન | રા | ૦ | ખ | વા | ૦ | ણી |
| प | ० | प | ध | ध | ध | प | ध | प | म | ग | म |
| શુ | ૦ | દ્ધ | સ | ૦ | ત્ય | ભા | ૦ | ખ | ૦ | ક | ર |
| प | ० | प | ध | ० | नी | प | ० | प | ० | स | री |
| હિત | ૦ | ભ | ર્યો | ૦ | વિ | ચા | ૦ | ૦ | રો | ૦ | ૦ |
| ग | ० | ग | ग | री | ग | म | ० | प | ध | ० | ० |
| હિં | ૦ | દ | ના | ૦ | જુ | વા | ૦ | ન | ૦ | ૦ | પ્ર |
| प | ध | प | म | ० | ग | री | ० | स | ० | ० | री |
| સં | ૦ | ગ | કે | ૦ | વો | સા | ૦ | ૦ | રો | ૦ | ૦ |
| ग | ० | ग | ग | री | ग | म | ० | प | ध | ० | ० |
| હિં | ૦ | દ | ના | ૦ | જુ | વા | ૦ | ૦ | ૦ | ૦ | ન |
| ध | ० | म | ग | ० | री | स | ० | ० | ० | ० | स |

ગુણવંતરામ ભટ્ટ.

ગાઓ વીરો સૌ મધુરું ગાન;
"જય જય પ્યારા હિન્દુસ્તાન."

બાલ, યુવક, વૃદ્ધો સૌ મલીને,
પ્રેમભાવથી પ્રેરિત થઇને,
ગાશે જયાં ઉંચો સ્વર દઇને,
ગૂંજે મા, તુજ શબ્દ મહાન;
"જય જય પ્યારા હિન્દુસ્તાન"

તેત્રીસ કોટી ભારતી મલીને,
દ્વેષ ઝેર આપસનાં તજીને,
ગાશું, જો નિર્ભય સૌ બનીને,
સુણીને જગ દેશે સન્માન;
" જય જય પ્યારા હિન્દુસ્તાન."

સશક્ત તનમનથી સૌ થઇશું,
કાયરતા નિશ્ચે પરહરશું,
માતૃભૂમિના ભક્ત બનીશું;
તજશું જીવન, તન, ધન, પ્રાણ,
"જય જય પ્યારા હિન્દુસ્તાન."

તુજ અર્થે સઉ કાંઇ કુરબાન;
ધન્ય ધન્ય મારા હિન્દુસ્તાન.
સૌમાં સૌથી પૂજય મહાન;
"જય જય પ્યારા હિન્દુસ્તાન."

ગુણવંતરામ ભટ્ટ.

ફટાક મારાં બંધન તુટે
સ્વતંત્ર હું સરદાર
હું સ્વતંત્ર હું સરદાર;
સહુની આગે ડગલાં છુટે
છું તૈયાર, છું તૈયાર.
ધમાક ચાલે ધરતી ધ્રુજે
અંતર જોમ અપાર,
છે અંતર જોમ અપાર:
અંગે ચેતન-તનખા ચુમે
છું તૈયાર, છું તૈયાર.
ઝલપલ ભાવિ જીવન ભાળું
ઉઘડે દૃષ્ટિ-દ્વાર
મુજ ઉઘડે દૃષ્ટિ-દ્વાર;
રૂમઝુમ ઉર આનંદ ઉછાળું
છું તૈયાર, છું તૈયાર.
ઝટપટ કુચ કરોને વિરો!
કાપો પથ વિસ્તાર,
હો! કાપો પથ વિસ્તાર;
જય જય! જનની-સાદ અધીરા
છું તૈયાર, છું તૈયાર.

કુમાર.

( સારીગમ )

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ | સ | સ | સ | ની | સ | રે | રે | રે | રે | ગા |
| ⌣ | o | ⌣ | o | ⌣ | ⌣ | o | ⌣ | ⌣ | o | o |
| ફ | ટા | ક | મા | રાં | ૦ | બં | ધ | ન | તુ | ટે |
| x | | | x | | | x | | | x | |

ગ મ ગ ગ રે ગ ગ મ | ગ ગ ગ ગ મ રે ગ પ મ

સ્વ તં ત્ર હું સ ર દા ર...છું સ્વ તં ત્ર હું સ ર દા ર...

× × × × × × × ×

પ પ ધ મ મ મ મ પ મ ગ રે મ ગ રે ની રે સા

સ હુ ની આ ગે ડ ગ લાં છુ ટે છું તૈ યા ર છું તૈ યાર

× × × × × × × ×

સુચના:--મધ્યગ્રામના શુદ્ધ સ્વર: ફક્ત મો શુદ્ધ અને આંદ્ર છે. નિશાની માત્રા ૧ ની (–), ½ ની (૦), ¼ ની (⌣) છે. દરેક પગલા માટે એક માત્રાનોજ કાળ છે. શરૂઆત ડાબા પગથી ગીતના જે શબ્દની નીચે ચોકડી હોય તેપરજ ક્રમશઃ પગલાં પડવાં જોઈએ.

ગુણવંતરામ ભટ્ટ.

૬

( રાગ:–ટ્રીલ આપણી પુરી થઇ–પ્રમાણે. )

બાલવીર સૌ ચાલો હેતે, સાથે સાથે પાથ ધરી,
જાતજાતની રમતો રમવા વનમાં જઇએ સંપ કરી.
દિવ્ય લીલા ત્યાં ઇશ તણી, બહુ નેહ નજરથી નિરખીશું,
પ્રફુલ્લ વદને, બન્ધુ બનીને, "રમશું, જમશું ને ફરશું."
વિવિધ રંગનાં અગવૃક્ષોને, જે પરમેશ તણાં કામો,
ફુલફળથી જે રમ્ય ભુમિ છે, ત્યાં આપણ કરશું ધામો.
માતૃપ્રેમથી હર્ષમસ્ત થઈ, ઉજવળ કીર્તિ ફેલવશું,
વડિલઆજ્ઞા શીર ચઢાવી, "રમશું, જમશું ને ફરશું."

કેશવ દવે.

અમે ભરતભુમિના પૂત્રો, અમ માત પુરાણુ પવિત્ર;
રે જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર.
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ;
હમે હિન્દી હિન્દી હિન્દી, આ હિન્દ હમારો દેશ.
જ્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા, જ્યાં ગરજ્યા અર્જુન ભીમ;
જ્યાં રજપુત વીર ઝઝૂમ્યા, બળ દાખવવા અસીમ.
રે ભુલીએ તે શી રીતે, અમ અંતરથી લવલેશ;
અમે હિન્દી હિન્દી હિન્દી, આ હિન્દ હમારો દેશ.

**ખબરદાર.**

## ( સારીગમ )

*नी=માંદ્રસ્વર. એકી તાલ=ડાબો પગ: બેકી=જમણો: શુદ્ધ મધ્યગ્રામ:

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | અમે |
| | | | | | | | सस |
| ભર | તભૂ | મી | ના | પૂ | ત્રો | ० | અમ |
| स | सस | स | *नीस | री | री | ० | सरी |
| મા | તપુ | રા | ણુપ | વિ | ० | ०ત્ર | રે |
| ग | गग | ग | रीग | म | ० | ० | गम |
| જે | ના | સું | દર | સૂ | ત્રો | ० | ઝળ |
| प | पप | ध | पम | म | ग | ० | गग |
| કા | વે | ઉ | ચ્ચચ | રિ | ० | ०ત્ર | અમ |
| स | स | री | गग | म | ० | ० | सस |
| અં | તર | ને | ઉ | દ્દે | શી | ० | કર |
| स | सस | स | *नीस | री | री | ० | सरी |
| શું | હો | કા | રહ | મે | ० | ०શ | અમે |
| ग | गग | ग | री | म | ० | ० | गम |
| હિં | દિ | હિં | દી | હિં | દી | ० | છે |
| प | पप | ध | पम | म | ग | ० | गग |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| હિં | દુ | મા | રો | દે | ૦ | ૦શૂ | [illegible] | છે |
| स | सस | री | गग | म | ० | ० | [illegible] | गग |
| હિં | દુ | મા | રો | દે | ૦ | ૦શૂ | ——— | |
| स | सस | री | गग | स | ० | ० | | |

ગુણવંતરામ ભટ્ટ.

૮

( સવૈયા એકત્રીસાના શરૂઆતના ઢાળને અનુસરી )

બધી દિશાએ સુણો બંધુઓ
કેવાં બ્યુગલો વાગે ! હાં કેવાં બ્યુગલો વાગે !
જનસેવાના પડઘા પડતાં
ધપો હવે સૌ આગે ! હાં ધપો તમે સૌ આગે !
હાં કેવાં બ્યુગલો વાગે !
નવયુગનાં ગડગડે નગારાં
નવયુવાનો, જાગે ! હાં નિદ્રિત ભારત જાગે !
મર્દ થઈને ઘૂમો જગતમાં
કાયરતા તમ ભાગે ! હાં દરિદ્રતા સૌ ત્યાગે !
હાં કેવાં બ્યુગલો વાગે !
ધારી ફકિરી શું જહાંગિરી !
કરો કૂચ એમ માગે ! હાં ભારતમૈયા માગે !
સુણો પડકાર, ઝટ નીકળો બ્હાર
જો દેશને માટે લાગે ! હાં હિંદને માટે લાગે !
હાં કેવાં બ્યુગલો વાગે !

કલાપ્રિય.

૯

ચાલો ચાલો રણમેદાન,
વીર સહુ યુવાન;
ખેલો ખેલો રણમેદાન,
ભારતિનાં સંતાન.
જુસ્સાદાર બની શૂરા સૌ,
સાથી થૈ તૈયાર;
જયધ્વજ ધારી વીર બનીને,
ચળકાવો હથિયાર—ચાલો૦
રણડંકા વાગે ભેરા ને
ગગડે જો નિશાન;
વીર તણાં હૈયાં ઉછળે ને
શુરાને પડકાર—ચાલો૦
પગલાંના પડછંદા ગાજે
ધ્રૂજે ધરણી, આભ;
આનંદે, ઉલ્લાસે, નિર્ભય,
ઘુમે વીર કુમાર—ચાલો૦
કપરી આ ચીસો નવ સૂણે ?
કોને હોય પુકાર ?
બંધનનાં છેદન કરવાને
ઝટપટ થા તૈયાર—ચાલો૦

દુર્લભજી જોષી.

૧૦

વીરબન્ધુ ! થાઓ તૈયાર,
હાથ લીધું તે કરવા પાર;
ઢીલ ન લેશ કરો હો યાર,
કરવાં છે હજી કામ હજાર.

બન્ધુ આપણાં જે રોય,
શકીએ કેવી રીતે જોઈ;
રે ! રે ! પડતી આંસુધાર—વીરબન્ધુ.

બુદ્ધિહીન બન્યા બેહાલ,
આળસ, કુસંપથી કંગાલ;
શીખવો સ્વાશ્રય કેરો સાર—વીરબન્ધુ.

ભારતમાત બને આઝાદ,
ધન સુવિદ્યાથી આબાદ;
યત્ન કરો શુભ નર ને નાર—વીરબન્ધુ.

સ્વામી આત્માનંદ.

| ૧, | ૨. | ૧, | ૨. | ૧, | ૨. | ૧, | ૨. |
|---|---|---|---|---|---|---|---|
| વીર | બ | ન્ધુ | થા | ઓ | તૈ | યા | ર |
| म | ग, | स | ग, | स | मम्, | प | ०; |
| હા | થલી | ધું | તે | ક ર | વા | પા | ર |
| ध | म म, | प | ग, | मम | गरी, | स | ०, |
| ઢી | લન | લે | શક | રો | હો | યા | ર |
| स | नीनी | ध | पप्, | म | मम्, | प | ०, |
| કર | વાં | છે | હજી | કા | મહ | જા | ર |
| ध | म, | प | गग्, | म | गरी, | स | ०, |
| બં | ધુ | આ | ૦પ | ણા | જે | રો | ય |
| सं | सं, | सं | ०नी, | ध | नी, | सं | ०, |
| શકી | એ | કે | વી | રી | તે | જો | ઈ |
| संसं | री, | सं | नी, | ध | नी, | सं | ०, |
| રે | રે | પડ | તી | આં | સુ | ધા | ર |
| सं | प, | धध | म | गम | गरी, | स | ० |

૧=ડાબું પગલું અને ૨=જમણું પગલું પડે છે.

ગુણવંતરામ ભટ્ટ.

# : વીર ગીતો :

## ૧

અમે તો ગરવા ગુર્જર વીર.
કેસરી-હાક અમારી જબ્બર
ગજવે ગહ્વર ગીર;
આંખડલીમાં અગ્નિ સમાવ્યો
કેસર-રંગ્યાં ચીર;
અમે તો ગરવા ગુર્જર વીર
છાંટી આભ જયોન્મત્ત ઘુઘવે
ઘેરાં સાગર-નીર;
તેને મસ્તક નર્તન ખેલી
બાંધ્યાં બલ-જંજીર;
અમે તો ગરવા ગુર્જર વીર.
કાળે બાણ કુટિલ બનાવ્યું;
સૂર્ય ઝબોળ્યાં તીર;
વીજલ ઘોર ઘનેથી ઉતરી
ભેટે અમ શમશીર:
અમે તો ગરવા ગુર્જર વીર.
મૃત્યુના મીજબાન સદાના,
પ્રાણ ઉદાર અમીર;
કાળ તણે કુમકુમ ચાંદલિયે
અમૃત યશની લકીર;
અમે તો ગરવા ગુર્જર વીર.

**રમણલાલ દેશાઈ.**

૨

ફાટયાં નભ વાદળીઓ ફૂટી, ચોગરદમ ઝરમરતાં ક્ષીર;
કોણ ઝીલશે અમૃતધારા ? ગુર્જર વીર, ગુર્જર વીર.
મલયગિરિથી પરિમલ મહેકયો, લ્હેરાતો સુખદાયી સમીર;
કોણ ઝીલશે અનિલ તરંગો ? ગુર્જર વીર, ગુર્જર વીર.
અંધારાં ઉડ્યાં ને વ્યાપી, ચંદ્રિકા સ્થળ સ્થળમાં સ્થિર;
કોણ પીશે પૂર્ણેન્દુ પ્રસાદી ? ગુર્જર વીર, ગુર્જર વીર.
હાક પડી રણક્ષેત્રે ધપવા, હથેલીમાં ધરીને શિર;
ધસમસશે કહો કોણ સમરમાં ? ગુર્જર વીર, ગુર્જર વીર.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

૩

અમર રહો જગમાં જશવંતો આશાવંત કુમાર.
વન અભેદ્ય પડ્યાં અણનોંધ્યાં,
સિંહ કરે બહુ ત્રાડ;
આતુર આંખે તે જોવાને,
નિર્ભય જે તૈયાર —અમર.
અઘરૂં છે આ, અશક્ય આ છે,
એવો જ્યાં ન વિચાર;
આશા, બળ ને નવ ઉત્સાહે,
(જે) ધપતો જગમોઝાર —અમર.
ભૂતકાળના પડછન્દા એ,
ભાવિનો ઘડનાર,
વર્તમાનનો ઉર—ધબકારો,
મહાકાલ અવતાર;
અમર રહો જગમાં જશવંતો આશાવંત કુમાર.

ગિરીશ

અમે તો ચંદ્રલોકનાં બાલ,
 અમારા શરદચોક વિશાલ;
અમે તો મિઠ્ઠા સૌમ્ય મરાલ,
 અમારા તેજકમળના ફાલ.

હોય શોક શું, હોય દુઃખ ત્યાં,
 રમીએ પુનમ રાત;
જાદુઈ રજ રૂપેરી વેરી,
 ભણીએ મંત્ર જરાક;

અમે તો રસરંગીલા લાલ,
 અમારા ઉત્સવ—ખેલ રસાલ;
અમે તો ચંદ્રલોકનાં બાલ,
 અમારા શરદચોક વિશાલ.

હાસ્ય ટીખળ ને તોફાનોનો,
 અદ્ભુત મસ્ત પ્રદેશ;
કલા કોડ ને સ્વપ્ન ભરેલા,
 ચિત્ત ભાવિ સંદેશ;

અમે તો પ્રાણ તણા પ્રતિપાલ,
 અમારા તરંગ—કલ્પિત તાલ;
અમે તો ચંદ્રલોકનાં બાલ
 અમારા શરદચોક વિશાલ.

દેશળજી પરમાર.

૫

લાઠીમાં ગુન બહુત હૈં, સદા રાખિયે સંગ;
ગહરે નદ—નારા જહાં, તહાં બચાવે અંગ.
તહાં બચાવે અંગ, ઝપટિ કુત્તે કો મારે;
દુશ્મન દાવાગીર હોય, તાહૂ કો મારે.
કહ ગિરિધર કવિરાય, સુનો હો મેરે પાઠી;
સબ હથિયારન છાંડિ, હાથમેં લીજે લાઠી.

૬

કડાંગ ધિન ધિન, કડાંગ ધિન ધિન, ભારતમાનો ડંકો વાગે.
દેવ દુંદુભિ જેવો લાગે,
સૂતાં ઝબકીને જાગે;
જાગેલાં સહુ આળસ ત્યાગે,
ખબરદાર થઇ કામે લાગે.
કડાંગ ધિન ધિન, કડાંગ ધિન ધિન, ભારતમાનો ડંકો વાગે.
ઉંચે સાદે પીપી વાગે,
શૂરાને એ સારી લાગે;
કાયર એથી છેટે ભાગે,
ભાગીને સંતાવા લાગે.
કડાંગ ધિન ધિન, કડાંગ ધિન ધિન, ભારતમાનો ડંકો વાગે.
ગજગજ ઉંચી છાતી આજે,
ભારત સન્તાનોની છાજે;
દ્વેષીનાં દળ શૂણીને દાઝે,
એવો ગૌરવભર રવ ગાજે.
કડાંગ ધિન ધિન, કડાંગ ધિન ધિન, ભારતમાનો ડંકો વાગે.

ત્રિભુવન વ્યાસ.

૭

નભ મંડળે પણ ચંદ્રમાનાં બિંબ બદલાતાં હશે ?
બાળ ને યુવા, જરામાં જીવન બદલાતાં હશે ?
કૈં ગ્રહ તણાં ગગને ખરેખર, સ્થાન બદલાતાં હશે ?
જર, જમીન ને જોરૂમાં, નૃપ જ્ઞાન બદલાતાં હશે ?
પદભ્રષ્ટ થાતાં રાજવીના, ભાર બદલાતા હશે ?
શ્રી હર્ષને યોગેન્દ્ર કેરા, યોગ બદલાતા હશે ?
આત્મા અમરના જીર્ણ થએલા, દેહ બદલાતા હશે ?
મિત્રો સુદામા કૃષ્ણ સમના..સ્નેહ બદલાતા હશે ?
સમય તક ને જીવનના, સુયોગ બદલાતા હશે ?
પણ એક વચની વીરના, કાંઈ બોલ બદલાતા હશે ?

ચંદુલાલ ગજ્જર.

૮

સૌ સુખમાં શૌર્ય કરીશું, સૌ દુઃખમાં ધૈર્ય ધરીશું–ટેક.
નીચ કુમાર્ગી સંગત છોડી, શુદ્ધાચારી બનશું;
દેશોન્નતિમા તત્પર થઈને રૂડા કામ કરીશું;
આળસ તજશું; સૌ.
લુખા સુકા ટુકડા ખાઈ ભારત દુઃખ હરીશું;
ભારતમાતાની રક્ષામાં તન, મન, ધન અર્પિશું;
અડગ રહીશું; સૌ.
કાળાં, ગોરાં: એક પ્રભુનાં બાળક સૌને ગણશું;
દિવાલ ભેદોની તોડીને હિંદી થઈને ઉભશું;
કદી નહિ ચૂકશું; સૌ.

દોલત દેસાઈ.

૯

અમે તો ભારત વીર સંતાન
અમોને વીરવિદ્યાનું માન.

સુખદુઃખ સર્વે પડે શીરપર
તેને નવ ગણુનાર,
વિશ્વાસપાત્રતા પૂર્ણ મેળવી
કરીએ પર ઉપકાર—અમે તો.

વફાદાર વીર હિંદ દેવના
ભ્રાતૃ સેવ ઇચ્છનાર,
નીતતાને આધીન રહીને
ચિત્ત પ્રસન્ન ધરનાર—અમે તો.

સર્વે ગાજી અમે બોલીએ
સત્ય તણે આધાર,
પવિત્રતા નિશદિન પાળીને
હરદમ ઇશ ભજનાર—અમે તો.

શિવપ્રસાદ પંડીત.

૧૦

રક્ષ દેવ તું મહારાજા,
બહુ જીવજો પ્રૌઢ રાજા; રક્ષદેવ રાજા,
એમને કર જયવંત મસ, સુખ કીર્તિનો દે યશઃ
લંબાવ રાજ બહુ વરસ, રક્ષદેવ રાજા.

# : રાષ્ટ્ર ગીતો :

## ૧

ઓ હિન્દ દેવ ભૂમિ, સંતાન સૌ તમારાં;
કરીએ મળીને વંદન, સ્વીકારજો અમારાં.
આર્યો અને મુસલ્મીન, વિશ્વાસી, પારસી, જિન;
માતા સમાન રીતે, સંતાન સૌ તમારાં.
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી;
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં.
પૂર્વે થયા પ્રતાપી. શ્રી રામ કૃષ્ણ જેવા;
અકબર શિવાજી તેવા, સંતાન સૌ તમારાં.
વાલ્મિકી વ્યાસ નાનક, દાદુ નઝીર તુલસી;
તુકા, કબીર, દેવી. સંતાન સૌ તમારાં.
ગોપાળકૃષ્ણ, દાદા, કેશવ, તિલંગ, અહમદ;
સિદ્ધાર્થ સાથ રાહુલ. સંતાન સૌ તમારાં.
તિલક, ગાંધી, શૌકત, મહમદઅલી ને નેહરૂ;
લાલાજી, ચિત્તરંજન, સંતાન સૌ તમારાં.
સીતા અને સુભદ્રા, તારા અને અહલ્યા;
ઝેબુન્નિસા ને મીરાં, સંતાન સૌ તમારાં.
ચાહો બધા પરસ્પર, સાહો સહુ પરસ્પર,
એ પ્રાર્થના કરે આ, સંતાન સૌ તમારાં.

સ્વર્ગગંગા સેંથો મા ત્હારો,
માનસસર શિરમણિ રૂપાળો,
ભાલ-ત્રિવલ્લિ વિમલ હિમ-હારો,
જય જય મા મ્હારી !
ઝુલે જાહ્નવી સિન્ધુ કાને,
રેવા મહાનદી કટિ સ્થાને,
કાવેરી તોડા ઠાણે,
જય જય મા મ્હારી !
રામેશ્વર એડીએ ચળકે,
પુરી દ્વારિકા કાશી ઝળકે,
મા તારી વાળીની ઠળકે,
જય જય મા મ્હારી !
સપ્તશૂલ પંજાબ એક કર,
પરશુ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રિ કટિ પર,
જય જય મા મ્હારી !
રામ સૌમ્ય તુજ દૃગ પલકારો,
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો,
ગુરૂ ગોવિન્દ પ્રકોપ ફુંફાડો,
જય જય મા મ્હારી !
ભક્તિ-ગાન-ધુનિ માને વ્હાલી,
એ સ્વરબ્રહ્મ વિષે લે તાળી,
અગણિત માની સન્ત-પ્રણાલી,
જય જય મા મ્હારી !
દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે,
જ્ઞાન-સમાધિ-પ્રકાશજ ઢોળે,

વ્યાસ પતંજલિ શંકર ઓહે,
જય જય મા મ્હારી !

શું શું મા તુજ સ્તવું વખાણી,
યુગ યુગ રાજ રતનની ખાણી,
અશોક અકબર વિજયા રાણી,
જય જય મા મ્હારી !

બળવંતરાય ઠાકોર.

૩

આજે મળી સહુ ગાઓ,
પ્યારી ભારતનાં યશગાન.
આજે મળી સહુ રાચો,
રૂડાં ભારતનાં સંતાન;
કીર્તિ-કળશ ગગને ઉતરે જો,
માત તણે શીર નમતો;
વિજયમાળ ગૂંથી રહી ઉષા;
તમસ તણો થર તૂટતો.
જો ભારત મહામાત ! (૨)

આજ મળી સહુ વંદો,
શૂરા ભારતવીર સંતાન !
દેવ દુંદુભી સાજ બજાવે,
આજ ઉઠયાં ભારતિઓ;
સૌ સુકંઠે સાથે ગજવે,
ભારતનાં શુભ ગીતો,
જય વીરજનનિ માત ! (૨)

આજ મળી સહુ ગજવો,
પ્યારા ભારતનાં જયગાન.

દુર્લભજી જોષી.

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિત કે કારને હમ કુછ ન કુછ કર જાએંગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણ હમ પર હૈ બહુત;
ઉસ કે મિટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાએંગે.
ભારતકી દુઃખપ્રદ અવનતિ પર, કયોં ન અશ્રુ બહાવેંગે,
ઉનકે હટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાએંગે
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારત કી હોવે;
ઉસ ઉન્નતિ કે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાએંગે.

સત્યદેવ.

૫

પ્રિયકર હિંદિસ્તાન! અમુચા પ્રિયકર હિંદિસ્તાન!
હા અલંકાર હો ભૂગોલાચા! યાસ નસે ઉપમાન!
સર્વ સુખાચી ખાણ, અમુચ્યા સર્વ સુખાચી ખાણ!
હેં અભિમાનાચેં, સૌભાગ્યાચેં, અમુચ્યા રમ્યનિધાન.

હે જન્મભૂમિ! હેં તન મન ધન ઘે તુલા,
તવ ઉપકારાંનાં ન મિળે કોઠેં તુલા!
હેં ફિટણેં સાધ્ય ન આમ્હાં અતિ દુર્બલા.

સુખકર તવ ગે ધ્યાન, નિરંતર સુખકર તવ ગે ધ્યાન!
જો જનનીચા, જો જનકાચા, ગેતોય તુઝકી માન!
અમુચા પ્રિયકર હિંદિસ્તાન!

રેવરંડ ટિળક.

૬

(રાગ ભૂપાલી)

અયિ ભુવન-મનો-મોહિનિ!
અયિ નિર્મલ-સૂર્ય-કરોજ્જવલ-ધારિનિ
જનક-જનની-જનનિ!

નીલસિન્ધુ જલ-ધૌત ચરણતલ,
અનિલ વિકમ્પિત શ્યામલ-અંચલ,
અંબર ચુમ્બિત-ભાલ હિમાચલ,
શુભ્ર-તુષાર-કિરીટિનિ!

રવીન્દ્રનાથ ટાગોર.

૭

(राग कौरस—ताल धुमाळो)

जनगण मन अधिनायक जय हे, भारत भाग्य विधाता ॥
पंजाब सिन्धु गुजरात मराठा, द्राविड उत्कल बंग ।
विन्ध्य हिमाचल जमुना गंगा, ऊच्छल जलधितरंग ॥
तव शुभ नामे जागे, तव शुभ आशिष मागे
गाहे तव जयगाथा ।
जनगण मंगलदायक जय हे, भारत भाग्यविधाता ।
जय हे! जय हे! जय हे! जय जय जय जय हे!
अहरह तव आह्वान प्रचारित, सुनि तव उदार वाणी!
हिन्दु बौद्ध शीख जैन पारसीक मुसलमान खिस्तानी!
पूरब पश्चिम आसे, तव सिंहासन पासे।
प्रमहार होय गाथा ।
जनगण एक्यविधायक जय हे, भारत भाग्यविधाता ।
जय हे! जय हे! जय हे! जय जय जय जय हे।
पतन अभ्युदय बंधुल पंथा युग-युग धावित यात्री।
हे चिरसारथी! तव रथचक्र मुखरित पथ दिनरात्री।
दारुण विप्लव माझे। तव शंखध्वनि बाजे।
संकट दुःखत्राता ।
जनगणपथ परिचायक जय हे, भारत भाग्यविधाता ।
जय हे! जय हे! जय हे! जय जय जय जय हे।

રવીન્દ્રનાથ ટાગોર.

| १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १३ | १४ | १५ | १६ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| धा | धीं | धीं | धा | धा | धीं | धीं | धा | धा | तीं | तीं | ता | ता | धीं | धीं | धा |
| જ | ન | ગ | ણુ | મ | ન | અ | ધિ | ના | ० | ય | કે | જ | ય | હે | ० |
| स | री | ग | म | ग | ग | ग | ग | ग | ० | ग | ग | री | ग | म | ० |
| ભા | ० | ર | ત | ભા | ० | ગ્ય | વિ | ધા | ० | તા | ० | ० | ० | પં | ० |
| ग | ० | ग | ग | री | ० | स | *नी | री | ० | स | ० | ० | ० | स | ० |
| ઝા | ० | બ | સિ | ० | ન્ધ | ગુ | જ | રા | ० | ત | મ | રા | ० | હા | ० |
| प | ० | प | प | ० | प | प | प | प | ० | प | प | प | ० | प | ० |
| દ્રા | ० | વિ | ડ | ઉ | ० | ત્કે | લ | બં | ० | ગ | ० | ० | ० | ० | ० |
| म | ० | म | म | ग | ० | ग | री | म | ० | ग | ० | ० | ० | ० | ० |
| વિ | ० | ન્ધ્ય | હિ | મા | ० | ચ | લ | ય | મુ | ના | ० | ગં | ० | ગા | ० |
| ग | ० | ग | ग | ग | ० | ग | ग | प | प | प | ० | म | ० | म | ० |
| ઉ | ० | ચ્છ | લ | જ | લ | ધિ | ત | રં | ० | ગ | ० | ० | ० | ० | ० |
| ग | ० | ग | ग | री | री | स | *नी | री | ० | स | ० | ० | ० | ० | ० |
| ત | વ | શુ | ભ | ના | ० | મે | ० | ભા | ० | ગે | ० | ० | ० | ० | ० |
| स | री | ग | ग | ग | ० | ग | ० | री | ग | म | ० | ० | ० | ० | ० |
| ત | વ | શુ | ભ | આ | ० | શિ | ષ | મા | ० | ગે | ० | ० | ० | ० | ० |
| ग | म | प | प | प | ० | म | ग | री | म | ग | ० | ० | ० | ० | ० |
| ગા | ० | હે | ० | ત | વ | જ | ય | ગા | ० | થા | ० | ० | ० | ० | ० |
| ग | ० | री | ० | री | री | स | *नी | री | ० | स | ० | ० | ० | ० | ० |
| જ | ન | ગ | ણ | મં | ० | ગ | લ | દા | ० | ય | કે | જ | ય | હે | ० |
| प | प | प | प | प | ० | प | प | प | ० | प | प | प | ध | प | ० |
| ભા | ० | ર | ત | ભા | ० | ગ્ય | વિ | ધા | ० | તા | ० | ० | ० | જ | ય |
| म | ० | म | म | ग | ० | ग | री | म | ० | ग | ० | ० | ० | नी | नी |
| હે | ० | ० | ० | ० | ० | જ | ય | હે | ० | ० | ० | ० | ० | જ | ય |
| स | ० | ० | ० | ० | ० | नी | ध | नी | ० | ० | ० | ० | ० | ध | प |
| હે | ० | ० | ० | ० | ० | ० | ० | જ | ય | જ | ય | જ | ય | જ | ય |
| ध | ० | ० | ० | ० | ० | ० | ० | स | स | री | री | ग | ग | री | ग |
| હે | ० | ० | ० | ० | ० | ० | ० | | | | | | | | |
| म | ० | ० | ० | ० | ० | ० | ० | | | | | | | | |

*नी=મંદ્ર શુદ્ધ नी.

ગુણવંતરામ ભટ્ટ.

૮

જય જય મારા ગુર્જર વીરો !

આવો રંક, ફકીર, અમીરો ! આજે દિવસ ઉગ્યો રળિયાત;
ઘોધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

કોણ વિકટ પથ કહી ડરાવે ?
પર્વત પરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ !
જંગલ તોડી મંગલ કરશું, બતાવશું બળવંતા હાથ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

એવાં ઓ ગુર્જર સંતાનો !
હિંદુ, પારસી, મૂસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ !
ભુજ શું ભુજ ભીડીને આવો એકજ પ્રેમ તણી છો વેલ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

ખબરદાર.

૯

બુલબુલ અગર હૈ હમ તો વહ હૈ ચમન હમારા,
તન હો કહીં, વહીં પર રહતા હૈ મન હમારા.
પ્યારા વતન હમારા, પ્યારા વતન હમારા.
ઇસકે હી અન્ન જલસે હમ સબ કે સબ પલે હૈ,
મિટ્ટિ હૈ ઇસકી જીસમેં યોં ફુલે હૈ, ફલે હૈ. પ્યારા૦
બત્તીસ કોટિ બચ્ચે હૈ ગોદમેં ખિલાતા,
સબકો યહીં ખિલાતા સબકો યહીં પીલાતા. પ્યારા૦
ખાદિમ ઇસકે હૈ હમ, મખદૂમ હૈ ચેહ અપના,
પ્યારા વતન હમારા, પ્યારા વતન હમારા.

ઐ માતૃભૂમિ તેરે ચરણોંમેં શિર નમાઉં,
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક૦
માથે પે તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જિવ્હા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં. ઐ૦
જિસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધૂલિકો મેં નિજ શીષ પે ચઢાઉં. ઐ૦
માની સમુદ્ર જિસકી ધૂલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પેરકે મનાઉં. ઐ૦
વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં. ઐ૦
સેવામેં તેરી સારે ભેદોકો ભૂલ જાઉં,
વાહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનુ સુનાઉં. ઐ૦
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં
મન ઔર દેહ તુજ પર બલિદાન મૈં ચઢાઉં. ઐ૦

ઈન્દુ૦

---

વન્દે માતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્-વન્દે માતરમ્
શુભ્રજ્યોત્સ્નામ્ પુલકિતયામિનીમ
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ સુમધુરભાષિણીમ
સુખદામ વરદામ્ માતરમ્-વન્દે માતરમ્

# : હર્ષનાદ :

૧

( ગુર્જર વીરનો હર્ષનાદ. )

પા પા પા પા
વા વા વા વા
ગઢ પાવા ગઢ ગઢ

વિકલ્પે:— { માચી કેમ્પ, તલાવ તેલ;
સ્કાઉટ વીરા કરતા સહેલ. }

જય ગુજરાત જય ગુજરાત
પાવાગઢની કાળી માત.
હરદમ જય જય હરદમ જય જય
સ્કાઉટ વીરની જય.

ગુણવંતરામ ભટ્ટ.

૨

( નર્મદસેના હર્ષનાદ. )

N A R M A D A
શુકલતીર્થ બૉય સ્કાઉટ જય જય હે
બી પ્રીપેર્ડ સ્કાઉટ, હરદમ શાઉટ
હર હર હર હર હર નર્મદે !

G.

૩

( પુણ્યનાદ )

હીક્કી વાહૂ હીક્કી વાહૂ નર્મદ સ્કાઉટ હૂ
સમ ગુડ ટર્ન એવરી ડે
બી પ્રિપેર્ડ હુર રા રે—હૂ
ડીબ ડૉબ ડીન.
(DYB) (DOB) (DIN) G.

४

(ભારતનાદ)

I N D I A

વંદે માતરમ્ જયજય હે

બાલવીર બન્ધુ જયજય હે

જય હે ભારત જયજય હે.

G.

૫

(કોઠસેના-હર્ષનાદ.)

કે ઓ ટી એચ, કે ઓ ટી એચ-

-સ્કાઉટ બાળવીર,

ગણેશ કેમ્પ, તરૂવર વેલ

સ્કાઉટ વીરો કરતા સ્હેલ.

હરદમ જયજય, હરદમ જયજય

સ્કાઉટ વીરની જય.

બાલ પ્રદેશની જય.

જસવંતસિંહ ચોહાણ.

૬

(ભીષ્મસેના-હર્ષનાદ)

જાગ જાગ હો બાલકુમાર!

પાળ પ્રતિજ્ઞા, થા તૈયાર.

નિશદિન નમ, સહુને ગમ,

રસભર કામ કરંતો રમ.

ઉચ્ચ સ્વરેથી હુ....સ!

ધીર, વીર, ધ....સ!

છે જયકાર, નિશ્ચય ધાર,

ભીષ્મસેનાનો જયજયકાર.

૭

(ધૈર્યધર સંઘનો હર્ષનાદ.)

ધો, ધો, ધન્ય, ધનાલા વીર,
'સેવકાર્ય' માં સકળ સુધીર;
ગમ્મત, રમ્મત, વિવિધ પ્રકાર,
ભ્રાતૃભાવમાં છે ન વિકાર.
'ફરજ અદા કર,' 'થા તૈયાર',
અડગ વૃત્ત નહિ ભંગ થનાર;
ગુણિયલ ગુર્જર વીરનો જય!
"ધૈર્યધર" સંઘની કર હર જય!

કેશવલાલ દવે.

૮

(હૃદય નાદ.)

ગુણ ગુણ ગુણિયલ ગુર્જર બાળ
સૌ આપણે વીર કુમાર.
ગુર્જર દેશે, પુણ્ય પ્રદેશે વીરબાળકનો વાસ,
ગુર્જર માતાના પુત્રોનો પ્રસરો પૂર્ણ પ્રકાશ.
હસમુખો આનંદી ચહેરો સ્કાઉટવીર અંબાર,
ફાયર કેમ્પના રાસની મધ્યે ઘુમે સૌ રસબાળ.
વીર શિક્ષકો! વીર બાળકો! બોલો જય જયકાર,
સ્કાઉટવીરની જય! વીર બન્ધુની જય!
ગુર્જર માતની જય! ભારત માતની જય!

દિનમણિશંકર પંડયા.

૯

( હર્ષનાદ. )

ચીંગે હીંગ ચીંગે હીંગ,
ચીંગ ચૅાન્ગ ચોંગ;
ઝુમે રીન્ગ ઝુમે રીંગ,
બોમ્ બોમ્ બોમ્;
તડીંગ તુમ્ તુમ દડીંગ ધુમ્ ધુમ્,
ઝુટ્ટાચાચા, બાના ઝુચા, ભૂમ ભૂમ ભૂમ્;
બાબાવીર બાલવીર,
વાહ ! વાહ ! વાહ !

કેશવલાલ પટેલ.

૧૦

(' અમૃત સેના ' મીરાખેડીનો હર્ષનાદ.)

મીર મીર રાંકડી,
તીર્થ માર્ગ હચાંખડી;
ટેકરી આ પ્રાંકડી,
પુણ્ય ધામ પાવડી.
ભીલ્લ રાંક આવતો,
વીર રાજ ઉગતો; (રાંક ભાવ વામતો)
જ્ઞાન કળા, દેશ દાઝ,
ઉચ્ચ પદે પામતો.
જય જય જય, જય જય જય;
ભીલ્લ વીર જય.
અમૃત સૈનિક જય.
ભીલ્લ વીર જય.

G.

## ૧૧

(હાલોલનો હર્ષનાદ)

શ્રૃ શ્રૃ શ્રૃંગ પવનગઢ કેરાં
વીર માતકી છાયા,
બાગ બનાયા જે સ્થળ હાલુર
તેજ ભૂમિના જાયા
જય હાલોલ જય ગુજરાત
જય પાવાની કાળી માત
હરદમ જયજય હરદમ જયજય
સ્કાઉટ વીરકી જય,

મોહનલાલ કેશવલાલ.

## ૧૨

( અંબિકા બટુક વીર મંડળનું વીર—ગીત. )

સા–સા–"સાલેજ," સુંદર વિલેજ, બાગાયતનાં તેજ,
તેજ તેજ તેજ તેજ તેજ તેજ તેજ તેજ
ભૂમાતાનાં તેજ.

અંબિકા તીરે વાડો ગામે બટુક વીરનો ઠામ;
હરિયાળું લીલું લીલું સુરતનું સુંદર ગામ.
બટુક વીર, ગુર્જર વીર, ભારત વીર, બોલો જય જય.
ગુર્જર માતકી જય, ભારત માતકી જય.
જય વીરોનો, જય ગુરોનો, નરેશ–દેશનો જય;
જય અંબિકે, જય અંબિકે, જય જય જય જય જય.

ગોપાળજી દુર્લભજી દેસાઈ.

१३

( હર્ષનાદ. )

ઝુમાં ચીકા ઝૂમ,
ઝુમા ચીક્કા
રીક્કા ચીક્કા
ઝુટ્ટા ચાચા ભૂમ્,
હગડ ધૂમ્ ધૂમ્,
બાના ઝુચા ભુમ્;
બાબા વીર, બાલવીર;
વાહૂ વાહૂ વાહૂ.

**ગુણવંત ભટ્ટ.**

१४

(મલોડા-હર્ષનાદ )

જય ઈશનો, નરેશનો, સ્વદેશનો વિજય.
બટુકવીર, બાલવીર, યુવકવીરનો જય.
વીર સેના જય જય જય
ભીષ્મસેના જય.
ગુર્જર ગુણવંત ભજો જય ! જય ! જય !

**મણીશંકર વ્યાસ.**

१५

( ફ્રાન્સ દેશનો નિનાદ—હર્ષનાદ. )

Adidgi, Adidgi, ah ou ah!
Adidgi, Adidgi, zim, bom, bah!
Ah ou ah, zim bom, bah!
Ah! Ah!! A-a-ah!!!

( આદીગ્ગી, આહ ઉં આહ ? આદીગ્ગી, આદીગ્ગી,
(ઝિમ, બૉમ, બાહ ! આહ ઉં-આ ! આહ !! આ-અ-આહ !!!)

## ૧૬

(શ્રી. ભોળાદ 'હર્ષ મસ્ત' બા. વી. સંઘનો હર્ષનાદ)

ભા ભા ભાલ મહીં ભોળાદ,
બાલવીરો કરતા ઉન્માદ.
ખાતા પીતા કરીએ ખેલ,
ડેલી બા'ર તણી પણ સેલ.
બનતું કરવા મથીએ નીત;
સર્વ વીરકી શી છે પ્રીત?
જય જય સ્કાઉટ વિરોની જય;
"હર્ષ મસ્ત" ની જય હો....જય.

કેશવ દવે..

## ૧૭

## CAMP

છૂરૂ છૂરૂ છૂરૂ છૂરૂ
× × × ×

Rah! Rah! Rah! Rah!
Boy Scouts! Boy Scouts!

(Repeat three times, imitating a locomotive with increasing speed. Arm-movement like the piston)

Ray! Ray! Ray! Ray! Ray! Ray!

(Rays without arm-movements and gradually diminishing to finish)

(રાહ્ ! રાહ્ ! રાહ્ ! રાહ્ !
બોય સ્કાઉટસ્ ! બોય સ્કાઉટસ્ ! (૩)
રે ! રે ! રે ! રે ! રે ! રે !)

૧૮

( એણીનાદ. )

Be prepared! Be prepared!
Shout it! Shout it! Shout!
Tender foot! Second class!
First class Scout!

( બી પ્રીપેર્ડ ! બી પ્રીપેર્ડ !
શાઉટ ઇટ ! શાઉટ ઇટ ! શાઉટ !
ટેંડર ફુટ ! સેકન્ડ કલાસ !
ફર્સ્ટ કલાસ સ્કાઉટ !)

૧૯

(ઇગ્લાંડનો નિનાદ.)

Leader—Who are we?
Chorus—We are the boys who make no noise!
Hoo-ha! Hoo-ha-ha!
Hoo-ha! Hoo-ha! Hoo-ha!
F-I-V-E! Five!! (or other troop number)

નાયકઃ–હૂ આર વી ?
સૌઃ–વી આર ધી બોયઝ હૂ મેક નો નોઇઝ ?
હૂ–હા ! હૂ–હા–હા !
હૂ–હા ! હૂ–હા ! હૂ–હા–હા !
એફ–આઇ–વી–ઇ ! ફાઇવ ! ( કે બીજી સંખ્યા )

૨૦

વીર શિક્ષકઃ–ભારતવાસી !
સ્કાઉટઃ–વીર મહાન–હિન્દુ–મુસલિમ, ખ્રિસ્તાન !
વીર શિક્ષકઃ–બાલચરો !
સ્કાઉટઃ–સાવધાન !

## ૨૧

( ડેનમાર્ક દેશનો નિનાદ )

**Toh rikkeh, teh gikkeh, teh geffen!**
**Vi-ola, Vo-ola, effen!**
**Leve Spejder chefen!**

(Last line pronounced 'Lehvay Spider-Chefain' meaning 'Long live the Chief Scout').

(તેહ રિકકહ, તેહ ગિકકહ. તેહ જેફ્ફેન !
વી-ઓલા, વો-ઓલા, એફ્ફેન !
લેહવે સ્પાઈડર-ચેફેન !)

## ૨૨

વીર શિક્ષકઃ-વીર હૈ !
સ્કાઉટઃ-વી-ઇ-ઇ-ર !
વી. શિ.:-રણધીર હૈ !
સ્કા.:-ધી-ઇ-ઈ-ર !
વી. શિ.:-ગમ્ભીર હૈ !
સ્કા.:-ભારતમાં કે પૂત ! (દ્રુત)

## ૨૩

સો:-ભારત કે વીરોં કા દલ-સેવા સમિતિ ચર મંડલ !
બોલો ભારત માં કી જય ! વીરો સદા રહો નિર્ભય !
વીર શિક્ષકઃ-હે વીરોં કે વીર તુમ્હીં, સંસાર કો યહ દિખલા દેના !
પર સેવામેં પ્રાણોં તક કી, પરવાહ ન તુમ હરગીઝ કરના !
બાલકગણ:-જગદીશ હમારી સહાય કરે ઐસાહી કર દિખલાયેંગે !
હરકાર હોઝર યહ જીવનભી બલિ વેદી પર ચઢ જાયેંગે !

## ૨૪

(હેડ ક્વાર્ટર્સ પેઢીનો નિનાદ.)

આચાર્ય:-વીરો, કહાંસે ?

શેરબચ્ચે-સરસુતિ, જમુના, ગંગા તીર, નગર પ્રયાગ નિવાસી વીર;

આચાર્ય:-વીરો, કહાં કો ?

શેરબચ્ચે:-ભારત માતાકા દુઃખ હરને! કાલહુસે કદાપિ નહિં ડરને!

આચાર્ય:-શાબાશ !

શેરબચ્ચે:-જૈ! જૈ! જૈ!-ભારતમાંકી જૈ!!!

## ૨૫

(કેંપ ફાયરમાં શાબાશી આપતી વેળાનો નાદ)

B—R—A—V—O!

Bravo! Bravo! Bravo!

(બી. આર. એ. વી. ઓ!

બ્રેવો ! બ્રેવો ! બ્રેવો)

## ૨૬

(હર્ષ ગીત.)

બાલવીર બોલો જય! જય! જય!

સ્કાઉટ વીર છોડો—ભય-ભય-ભય.

હરદમ હોશિયાર, નિત્ય નિયમ પાળ;

યાર સાવધાન? રાખ સમય ભાન.

દિવ્ય હો? ભવ્ય હો!! યશનો ઝળકાર.

ભીષ્મસેના હર્ષનાદ? જય! જય! જય!

ગુણીયલ ગુર્જર કુમાર? જય? જય? જય?

२७

( અમેરીકાનો નિનાદ !

A—M—E—R—I—C—A

Boy Scouts! Boy Scouts!

U. S. A!!!

Sir Robert, Sir Robert, Sir Robert.

(એ. એમ. ઈ. આર. આઈ. સી. એ!

બોય સ્કાઉટ ! બોય સ્કાઉટ !

યૂ. એસ. એ !!!)

સર રોબર્ટ, સર રોબર્ટ, સર રોબર્ટ.

૨૮

( સેવા સમિતિ બાલચર મંડળનો નિનાદ )

B—H—A—R—A—T—A !

Boy Scouts! Boy Scouts! S. S. A

( બી–એચ–એ–આર–એ–ટી–એ !

બોય સ્કાઉટ્સ ! બોય સ્કાઉટ્સ ! એસ. એસ. એ ! )

૨૯

(યશ–વાટિકા આશ્રમનો હર્ષનાદ.)

યશ—યશ—વાટિકા

ભીલ–ભીલ–આશ્રમ;

શ્રી—રામ મંદિર,

ભીલ–સેવા–મંડળ.

શૂર ભીલ–વીર બાળ,

રામ બાણ–સર્વ કાળ;

જય રઘુવીર, જય રઘુવીર, યશ–વાટિકાના બલ ભીમ;

હરદમ જય જય, હરદમ જય જય, બજરંગ બલીકી જય.

30

(ડચ દેશનો નિનાદ.)

Ric-tic! Ric-a-tic-a-tic!
Hopsa, Hopsa, hie!!! (૩)

(રિક-ટિક! રિક-અ-ટિક-અ-ટિક!
હોપ્સા, હોપ્સા, હી!!! (૩)
આ નિનાદ ત્રણ વખત બોલાય છે.

31

M—A—L—V—I—Y—A!
Chief Scout! Chief Scout!
S. S. A!

(એમ-એ-એલ-વી-આઇ-વાય-એ!
ચીફ સ્કાઉટ! ચીફ સ્કાઉટ!
એસ. એસ. એ!)

32

(અર્જુન બાલવીર સેનાનો હર્ષનાદ)

અર્જુન બાલવીર સાવધાન હૈ,
મોતસેં ડર નહિ સેવક હૈ;
અલબોડ પહાડી કોમ પંચમહાલકી,
જય ગુર્જર જય ભારતકી;
જય જય સ્કાઉટ વીર આલમકી.

બાપુભાઈ સંઘાડીયા.

## : પરચુરણ ગીતો :

૧

( ગરબી )

ફરો, ફરો રે પાછાં ઓ મારાં બાળ!
પ્રભુ તે શું કહેશે રે?
તોડી ચાલ્યાં ક્યાં આ પુણ્ય કેરી પાળ!
પ્રભુ તે શું કહેશે રે? —( ધ્રુવ )

જુગજુગ જૂનું ઝીલે ઝૂલતું જગત આ;
જુગજુગ ખીલે એની વાડી રે;
જુગજુગ જૂનાં એનાં પુણ્યો પાંગરતાં,
જશો શું પલકે એ સૌ પાડી?
હો! પ્રભુ તે શું કહેશે રે?

રૂપલા સાગરમાં સોનલા કો બેટ શા
શોભે સંસાર મનુકુલના રે,
આંધી ચઢાવી, એની દિશદિશ ડુબાવી,
જશો શું કરી એને ધૂળના?
હો! પ્રભુ તે શું કહેશે રે?

ખીલી વસંત મોંઘી અનંત આનંદ શી
ખીલ્યાં છે ફૂલ ઉગી ઢગલે રે;
દેવોના શ્વાસ જેવા પમરે પરાગ ત્યાં
જશો શું વેડી ડગલે ડગલે?
હો! પ્રભુ તે શું કહેશે રે?

પ્રભુએ કહ્યું છે: મારૂં વસુધા કુટુંબ આ,
હું જ છું સૌની સ્નેહગ્રંથી રે:–
ધર્મને નામે આજે ગ્રંથી એ તોડી
થશો શું ધર્મી દ્વેષપંથી?
હો! પ્રભુ તે શું કહેશે રે?

ગંગા યમુના જેવાં સ્નેહ ને સત્યનાં
ઉતરે છે પુણ્યજળ જગમાં રે :
ઢહોળી એ તીર્થ મોંઘા પ્રભુના નિવાસનાં
પડશો શું કર્દમના ઢગમાં ?
હા ! પ્રભુ તે શું કહેશે રે ?
દિનભર જોતી બધું ભાનુની આંખડી,
જોતા જો રાતભર તારા રે,
પળપળ આવી અદલ આત્મા જગાડતા
હૈયે શું નથી ધબકારા,
કે પ્રભુ તે શું કહેશે રે ?

ખબરદાર.

૨

સૌ ધીર બનો, રણવીર બનો
ને સજ્જ રહો સૌ બાલવીરો !
સૌ શૂર બનો રસપૂર બનો
ને યુદ્ધ રમો સૌ બાલવીરો !
સજ્જ રહો ને યુદ્ધ રમો
દેશભરી સૈનિક ભમો :
ચપલ અંગ, પ્રબલ જંગ, વિજય રંગમાં શમો.
સૌ શૂર બનો રસપૂર બનો
ને યુદ્ધ રમો સૌ બાલવીરો !
સૌ ધીર બનો, રણવીર બનો
ને સજ્જ રહો સૌ બાલવીરો !

દેશળજી પરમાર.

તારી જો હાંક સુણી કોઇ ના આવે
તો એકલો જાને રે !
એકલો જાને, એકલો જાને,
એકલો જાને રે ! તારી૦

જો સૌનાં મ્હોં સીવાય—
ઓરે ઓરે ઓ અભાગી !
સૌનાં મ્હોં સીવાય;
જ્યારે સૌએ બેસે મ્હોં ફેરવી,
સૌએ ડરી જાય,
ત્યારે હૈયું ખોલી,
અરે તું મ્હોં મુકી તારા મનનું ગાણું,
એકલો ગાને રે. તારી૦

જો સૌએ પાછાં જાય—
ઓરે ઓરે ઓ અભાગી !
સૌએ પાછાં જાય;
જ્યારે રણવગડે નીસરવા ટાણે,
સૌ ખૂણે સંતાય,
ત્યારે કાંટા-રાને,
તો તારે લોહી નીગળતે ચરણે ભાઇ
એકલો ધાને રે ! તારી૦

જ્યારે દીવો ના ધરે કોઇ,
ઓરે ઓરે ઓ અભાગી !
દીવો ના ધરે કોઇ;
જ્યારે ઘનઘોરી તુફાની રાતે
બાર વાસે તને જોઈ,—

ત્યારે આભની વીજે
તું સળગી જઇ સૌનો દીવો
એકલો થાને રે! તારી૦

તારી જો હાંક શુણી કોઇ ના આવે—
તો એકલો જાને રે!
એકલો જાને, એકલો જાને,
એકલો જાને રે! તારી૦

મહાદેવ દેશાઇ.

(હર્ષનાદ.)

આઇ. એન. ડી. આઇ. એ. વંદે માતરમ્ જય જય હે.
જય હે ભારત, જય જય હે.

× × ×

ગોડ સેવ અવર મધર લેન્ડ,
ગોડ બ્લેસ અવર મચ લવ્ડ લેન્ડ;
ગોડ સેવ અવર ઇન્ડ.

સીંગ ઓફ હર સ્ટોરીઝ ઓલ્ડ,
સીંગ ઓફ હર હિરોઝ બોલ્ડ;
સીંગ ઓફ હર હાર્ટસ ઓફ ગોલ્ડ,
ગોડ સેવ અવર ઇન્ડ.

## ૪

(રાગ બંગીય કાફી)

બન્દે માતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ
શસ્યશ્યામલામ્ માતરમ્—બન્દે—

શુભ્રજ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ્લ કુસુમિત-દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ
સુખદામ્ વરદામ્ માતરમ્—બન્દે માતરમ્
ત્રીંશકોટિકંઠ—કલકલ નિનાદ—કરાલે
દ્વિત્રીંશકોટી ભુજૈર્ધૃત ખર કરવાલે
અબલા કેન મા એતો બલે ?
બહુબલ ધારિણીમ્, નમામિ તારિણીમ્
રિપૂદલ વારિણીમ માતરમ્—બન્દે—

તુમિ વિદ્યા, તુમિ ધર્મ,
તુમિ હૃદિ, તુમિ મર્મ,
ત્વં હિ પ્રાણા: શરીરે !
બાહુ તે તુમિ મા શક્તિ,
હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઈ પ્રતિમા ગડી
મંદિરે મંદિરે માતરમ—બન્દે—

ત્વં હિ દુર્ગા દશપ્રહરણ ધારિણી
કમલા કમલદલ વિહારિણી
વાણી વિદ્યાદાયિની નમામિ ત્વામ્
નમામિ કમલામ્ અમલામ્ અતુલામ્
સુજલામ્ સુફલામ્ માતરમ્—બન્દે—
શ્યામલામ્ સરલામ્ સુસ્મિતામ્ ભૂષિતામ્
ધરણીમ્ ભરણીમ્ માતરમ્—બન્દેમાતરમ્

બંકિમચંદ્ર.

**સમજુતી:**—આ પદ્યમાં ગાંધર્વ મહાવિદ્યાલયમાં વપરાતી સ્વર લીપીનો ( નોટેશનનો ) ઉપયોગ કરવામાં આવ્યો છે.

**માત્રા:**—∞=૨ માત્રા;—=૧ માત્રા; ૧=૦॥ માત્રા: ⌣= ૦। માત્રા; અને જે સ્વરની પછી (.) આવું ચિન્હ મૂકયું હોય તે સ્વર નીચે જે માત્રા હોય તેનાથી ૦॥ ગણી માત્રા વિશેષ ઉમેરવી. ( દોઢી ગણવી. ) સ્વરની હારમાં માત્રાના ચિન્હ નીચે | આવી ઉભી લીટી મૂકી હોય તો તેને વિશ્રાંતીની માત્રા સમજવી. T ꜟ T.

**તાલ:**—આ પદ્ય સરળતાને ખાતર ખાસ **મધ્યમ ત્રિતાલમાં** ગવાય એમ યોજ્યું છે, જેની માત્રા ૮ છે. તાલની પહેલી માત્રા અને પહેલી તાલીને **સમ** કહે છે. × સમની નિશાની છે. O ખાલી તાલની નિશાની છે. ૨ અને ૩ એ બીજી અને ત્રીજી તાલીની નિશાની છે એમ સમજવું. ૮ માત્રા પુરી થએ | ઉભી લીટીનો બાર મુકવામાં આવ્યો છે.

**સપ્તક:**—પદ્ય, મધ્ય સપ્તકના સ્વરોમાં મુખ્યત્વે સમાવેશ પામ્યું છે. પરંતુ જ્યાં તાર સપ્તકના સ્વર આવે છે ત્યાં તે સ્વર (જેવા કે સાં રીં) ને માથે ˙ ચિન્હ મૂકયું છે. મંદ્ર હોય ત્યાં તે ચિન્હ નીચે આવે.

**રાગ:**—અંગીય કાફી છે, જેમાં બે ગ, બે ધ, બે **ની** લાગે છે. જેમાંના **કોમલ** ગ, ધ અને **નિ** ની પૂર્વે Y આવી નિશાની મૂકી છે.

**પંડિત ૐકારનાથજી.**



